

# ફતેહની ચાવી

---


છપાવી પ્રસીદ્ધ કરનાર,
ડોસાભાઇ મા. ગુંદરશા વકીલ
રીક્રુટીંગ ડેપો—સુરત.

# જાગૃત થાઓ

આ વાંચો

તથા

તમારા ભાઈબંધને વાંચી સંભળાવો

અને તેજ પ્રમાણે કરી બતાવો

એમાં જ

# દેશનું કલ્યાણ છે.



સુરત લીમડાચોકમાં આવેલા દેશી મિત્ર પ્રેસમાં
મથ[redacted] વનમાળીદાસે છાપ્યાં.

# ગરીબ વર્ગને સુખી થવાનો માર્ગ.

---

## મજુર વર્ગને શું ફાયદો મળે છે.

૧ રૂ. ૨૦) ઇનામ નામ દાખલ થવે તુરત મળે છે.

૨ રૂ. ૧૮) દર મહીને પગાર બસરામાં મળશે.

૩ કપડાં તથા ખાવાનું મફત સરકાર તરફથી.

૪ ધણીયાતામાંની ઝુંસરીમાંથી છુટશો.

૫ રીકરૂટ તરીકે નોકરીમાં લગો તો માંગનારની ફરીયાદ ચાલશે નહીં.

૬ તમો નવા નવા દેશ જોશો.

૭ તમારી મુદત પુરી થવે નોકરીમાંથી છુટા થવે બહાર ગામ ધંધો રોજગાર કરશો તો પૈસાદાર થઇ સુખી થશો.

૮ રીકરૂટમાં યા સરકારી કોઇપણ કામપર જે જશે તેના બચ્ચાની સરકાર સંભાળ [illegible]ખશે, તેના બચ્ચાઓને કોઇપણ સતાવશે ને તેવી [illegible] સરકારને કરવામાં આવશે તો તુરત થાંપતા ઉપર લેવામાં આવશે.

# કારીગર વર્ગ.

સુથાર, કડીયા, ફીટર. રૂ. ૪૦ થી રૂ. ૬૦) પગાર લાયકાત મુજબ. ખાવાનું તથા કપડા મફત સરકારી.

---

# મોટર ડ્રાયવર.

અંગ્રેજી થોડું શીખેલો હોવો જોઈશે, સરકાર બે મહીના શીખવશે. પછી નોકરી આપશે, શીખ્યા બાદ રૂ. ૭૫) નો પગાર ને કપડાં ખાવાનું મફત સરકારી.

---

# પરચુરણ વર્ગના.

લુવાર, બટલર, ભંગીઆ, ઘોડાવાળાઓ, ખચરની ગાડી હાંકનાર, દુધ દોનારા પણ જોઈએ છીએ. હોંશીયાર માણસોને ઘણો સારો પગાર મળશે. ખાવાનું તથા કપડાં સરકારી મફત મળશે.

---

# સુચના.



કેટલાક સ્વારથી, કમ અકલ માણુસો તમોને બીવડાવશે, ખોટું સમજાવશે કે તમને લડાઇ ઉપર લઇ જાય છે તો માનસો નહી, તમોને સમજ નહી પડે મનની શંકા હોય તો સુરત ચોકબજારમાં જુની મુંબઇ બેંકના મકાનમાં રીકરૂટીંગ ડેપો છે ત્યાં માલકમ આર. કોઠાવાલા યા ડોશાભાઈ માણેકશા વકીલને કાગળ લખી પુછાવશો યા રૂબરૂ આવી મળશો.



# રીક્રુટો લાવનારને શું ફાયદો છે?



૧ એક રીક્રુટ લાવશે પાસ થયે રૂ. ૩) ઈનામ સરકાર તરફથી તથા રૂ. ૧) ડેપો ફંડમાંથી મળી રૂ. ૪) મલશે.

૨ દશ રીક્રુટ લાવનારને પૈસા ઉપરાંત સરકાર તરફથી સારા કામ બદલ સર્ટીફીકેટ મલશે.

૩ સરકારી નોકર જો રીક્રુટ લાવનાર હશે તો તેના પ્રમોશન ઉપર સરકાર વિચાર કરશે.

૪ ૧૦૦ થી ૨૦૦ સુધી રીક્રુટો લાવશે તો લાવનાર પોતાના ગામમાં કોઈ સરકારી જગો હશે ને માંગશે તો તે ઉપર સરકાર વિચાર કરશે.

૫ જલાલપોરનો સહીસ મીયા દાનાદીન ૨૦૦ ઉપર રીક્રુટ લાવ્યો છે તેને જલાલપોરમાં જમીન હતી તે નામદાર સરકાર પાસે માંગી તે તેને આપી છે તે જીવતો દાખલો છે. તથા સર્ટીફીકેટ તથા સેલાનું ઇનામ નામદાર સરકાર તરફથી આપવામાં આવ્યું છે.

૬ જે કોઇ નામદાર સરકારની સેવા બજાવશે તેને લાભ મલશે. આવી તક ગુમાવશો તો ફરી જીંદગીમાં આવી તક મળવાની નથી.

# દરેક જણે સરકારને શું કામ મદદ કરવી જોઇએ.

**કારણો**—

૧ પોતાની જાત તથા પોતાના દેશનાં બચાવ માટે.

૨ ગામની સીમ સાચવવા રખા રાખો છો તેજ મુજબ સરકાર દેશનો બચાવ કરે છે તમો ઉઘાડે બારણે સુવો છો. તમારો જાન, માલ, ધન દોલત સર્વની રક્ષા કરે છે તે માટે સરકારને પૈસા તથા માણસોની મદદ કરવાની આપણી ફરજ છે,

૩ દરેકના ધરમમાં પોતાના રાજાની સેવા બજાવવા ફરમાવ્યું છે. તેથી જો તમો સેવા નહી બજાવશો તો તમારો ધરમ ચુકશો.

૪ કેટલી રીતે એક માણુસ સરકારને મદદગાર થઇ શકે.

૧ વોર બોન્ડ તથા કેશ સરટીફીકેટ ખરીદી,

૨ સરકારને જોઇતા રીકરૂટો મેળવી આપી,

૩ પોતે જાતે નોકરીમાં જોડાઇને,

૪ ઉપલી ત્રણ બાબદમાંથી કોઇબી કરી શકે નહી તો જબાનથી અભણ વર્ગને સારો બોધ આપીને પણ ફરજ અદા કરી શકે.

૫ જે માણસ આ ૪ ચીજમાથી કોઇબી ચીજ નહી કરી શકે તે પરમેશ્વર તથા સરકારની નજરમાં બેવફા કહેવાશે.

૬ મહાત્મા ગાંધીજી તથા તીલક મહારાજ વીગેરેઓએ આ કામમાં મદદ કરવા અપીલ બહાર પાડી છે. શું કામ કે તે લોક સમજે છે કે દેશનું કલ્યાણ ગરીબ વર્ગને આગળ પાડવાથી તેમજ સરકારની પક્ષ મજબુત કરવામાંજ દેશનું કલ્યાણ થઇ શકશે.

---

જુદા જુદા તાલુકામાંથી રીકરૂટો પુણે તથા બસરા ગયેલા તે લોકનાં ઘરે કાગળો આવ્યા છે તેમાંથી થોડા કાગળો આ સાથે છપાવ્યા છે. સબળ લોકો કહે છે કે ત્યાં બહુ દુઃખ છે. લડાઇમાં લઇ જાય છે. પૈસા આપતા નથી એ વાત કેટલી ખોટી તથા હડહડતી જુઠી છે તેની ખાત્રી માટે હરેક તાલુકામાં આવેલા કાગળો પૈકી એક એક યા બે બે કાગળો છપાવ્યા છે અગર જો પુશકળ કાગળો હમારી પાસે મોજુદ છે પણ તે છપાવીએ તો એક મોટું પુસ્તક થાય પણ તે કરવા હાલ જરૂર નથી. તેથી થોડાં કાગળો છપાવ્યા છે.

---

જે કોઇ માણુસ રીકરૂટમાં જવા ખુશી હશે તો દરેક તાલુકામાંથી મામલેતદાર સાહેબ મોકલી આપશે, જો કોઈ તાલુકે મામલતદાર સાહેબ પાસ જવા ખુશી નહી હશે તો સુરત ચોકબજારમાં જુની મુંબઇ બેંકવાળા મકાનમાં રીકરૂટીંગ ડેપો છે ત્યાં બહારોબહાર આવી શકશે.

બહારથી આવનાર રીકરૂટોને સુરત આવવા ટીકીટનાં પૈસા નહી હશે તો સુરતમાં ઉપલે ઠેકાણે **માલકમ આર. કોઠાવાલા** તથા **ડોશાભાઈ માણેકશા વકીલને** લખી જણાવવાથી તેવોનો પૈસાનો બંદોબસ્ત કરવામાં આવશે. લખનારે પોતાનું આખું નામ તથા બરાબર સરનામું લખી જણાવવું.

---

# સુરતમાંથી ગયેલા માણસોના કાગળ.



ચુનીલાલ નાથુસીંગ તથા મગનલાલ બસરે ગયા અકટોબર માસમાં ગયા છે. તેઓના કાગળો આજ સુધીમાં તેઓનાં સગા અમરસીંગ નાનાભાઇ ઉપર આવ્યા. તેઓ હાલ રજા ઉપર બસરેથી ૧૦ મહીનામાં આવ્યા છે. રૂ૦ ૬૦) પગાર તથા ખાવાનું કપડાં સરકારી મળે છે. અને મનીઓરડર મારફતે રૂ૦ ૩૦૦) મોકલી આપ્યા છે. ને રૂ૦ ૩૦૦) આવ્યો ત્યારે સાથે લાવ્યો છે, એમ હમને રૂબરૂ વાત થતાં કહેતો હતો. ને પાછા આવતા મહીનામાં બસરે જવાનાં છે. એવોનાં દજન ઉપર કાગળો છે તેમાંથી એકજ કાગળ સહાબરો નીચે મુજબ છે.

રાજમાન રાજેશ્રી બસરે બંદરથી લી૦ ચુનીલાલ તથા મગનલાલ એ વીગેરેના સુભ સમાચાર વાંચશોજી. અમરસંગભાઇને માલમ થાય જે બાને બોલાવશો ને કહેશો કે મ્હારી ફીકર કરે નહીં, કારણ કે અમને કોઇપણ જાતનું દુખ નથી, અમને આસરો માલમ પડે છે કે એક વરસમાં રજા મલે છે તે જાનજો. અને બાને કહેજો કે ચુનીલાલ મજામાં છે. માટે જરાએ ફીકર કરશો નહીં. અમારા જેસીકૃષ્ણ વાંચજો.

તા૦ ૨૦ માર્ચ સને ૧૯૧૮

# સુરતના બીજા માણુસનો કાગળ.

---

મહેરબાન રીક્રુટીંગ ઓફીસર સાહેબ
માલકમ કોઠાવાલા.

સુરત.

જત સાહેબની સેવામાં સલામ સાથે લખવાનું કે હું નીચે સહી કરનાર આપના તરફનો રીકરૂટ છું, આપણા તરફથી મેં આસીસ્ટંટ સ્ટોર કીપરમાં (વેમેન) માં ભરતી થયો હતો, ત્યારબાદ હું પુણાખડકી ફૉલવર્સ સેન્ટ્રલ ડીપોમાં પાંચ મહીના રહ્યો હતો, તેમાં મેં ખડકીથી દશ દીવસની રજા લઇ હું સુરતમાં આવ્યો હતો અને દશ દીવસની રજામાં મેં કંઇ જુજ રીકરૂટો મેળવ્યા હતા. ત્યાર બાદ પાછો રીકરૂટ પાર્ટીની સાથે હું રીકરૂટોની ભરતી માટે પાછો સુરત આવ્યો હતો. પછી આપના તરફથી મને પાછો ખડકી મોકલવામાં આવ્યો હતો. ત્યારબાદ આઠ દીવસ રહીને ખડકીથી ફીલ્ડપર મોકલ્યો હતો, હું હાલમાં (ઇજીપ્ત) સુએઝ ઈંડીયન જનરલ હોસ્પીટલ નંબર ૫૦ માં છું મને ફીલ્ડમાં કોઇપણ જાતની તકલીફ તેમજ અડચણ નથી. હું અહીંયા ઘણા આનંદમાં દીવસો ગુજારૂ છું, બીજુ કે આપણી તરફના જે કોઇ રીકરૂટોની ભરતી થાય છે, તે મજુરીના

કામ માટે થાવ છે, આ મારો કાગળ નવા ભરતી થયેલા અને થનારને વાંચી સંભળાવવા ચુકશો નહી, અને મારો આ પત્ર એક દાખલા તરીકે છે એમ સર્વે રીકરૂટને કહેશોજી. આઇ. પી. મીશન હાઇસ્કુલમાં મારા વડીલ ભાઇ છોટાલાલ નારણદાસ ડ્રોઇંગ માસ્તરની નોકરી કરે છે, તેમને મારા તરફની કોઇ પણ જાતની ફીકર ચીંતા ન કરે તે માટે દીલાસો આપશોજી. મેં મહેરબાન સુરત સીટીના કલેકટર સાહેબપર પણ એક પત્ર આવ્યો હતો તે મેં પાછો કલેકટર સાહેબપર દાખલા તરીકે મોકલાવ્યો છે કે મેં મારા પગાર-માંથી ફેમીલી રૂપીયા કપાવ્યા હતા તે પણ પહોંચે છે એમ મારા વડીલભાઇના પત્ર ઉપરથી રીકરૂટોને માલમ પાડવા માટે મોકલ્યો છે. તેમજ સાહેબ આપને વાંચવા તસ્દી આપી તે માફ કરશોજી. આજ રોજે તા૦ ૨૫-૮-૧૮ ને રવીવારે અગીયાર વાગે પત્યાળાના મહા-રાજાએ હમારી ઉપર જણાવેલી હોસ્પીટલની મુલાકાત લીધી છે. એજ અરજ.

તા૦ ૨૫-૮-૧૮

ઇંડીયન જનરલ હોસ્પીટલ નંબર ૫૦ સુએઝ (ઇજીપ્ત)

લી૦ આસીસ્ટંટ સ્ટોરકીપર
**ચીમનલાલ નંબર ૨૬૩૮**

**જલાલપોર તાલુકાના ગામો ભુટસાડ, અંચેલી, સાતમ, ઈચ્છાપોર વીગેરે ગામથી બસરે ગયલા માણસોમાંનાં ઘણાં માણસોના કાગળો હમારી પાસે આવ્યા છે. પણ તે બધા છપાવીએ તો મોટી ચોપડી છપાવવી પડે તેથી બેજ કાગળો સદાબરા છપાવ્યા છે.**

**બસરા તા૦ ૯–૧૨–૧૮**

સ્વસ્તી શ્રી સકલ ગુણુશંપણુ પુરણુ સદા હેતકારી ગામ કોલવા મધ્યે રા૦ રા૦ મુરબ્બી મોહટા ભાઇ જીવન મોરાર તથા ભાઇ નારણુ હીરા તથા રામજી દાયા તથા સકળ મીત્રમંડળ. લી૦ અરબસતાનનું શહેર બસરાથી આપનો હરગડીનાં યાદના કરનાર અજ્ઞાન સેવક છીબા મોરાર તથા દુલભ દાયા તથા છીબા ભુલા તથા સઘળા દેશીભાઇઓના ઘટીત જુહાર આપની પવીત્ર સેવામાં સ્વીકારશો. આપનો પ્રેમી પત્ર આવ્યો તે વાંચી બીના જાણી છે એજ પ્રમાણે પત્ર લખી આભારી કરશો. હમો સૌવ આપની કૃપાથી કુશળ છીએ નારણુ હીરાને માલમ થાય જે આપની ઉપર કાગળ નહી લખાયું તેની રીસ કરશો નહી તે તમો બેઉ જણાં ટંટો કરશો નહી ને હલીમલી કામકાજ કરશો. એજ

લી૦ આપનો સેવક

**છીબા મોરાર.**

બસરા તા૦ ૨૬–૬–૧૮.

સદા હેતકારી શીરછત્ર તિર્થરૂપ પીતાશ્રી દાયા પરાગ તથા ભાઇ છીબા દાયા તથા ભાઇ ભાણા દાયા તથા ઘરનાં સર્વે માણુસો લી૦ કોરાકૂકથી સેવક દુલભ દાયા તથા છીબા ભુલા તથા દાયા રવજી તથા જગા મંગા તથા જીણા પરસોતમ તથા હમારી મંડળીના યથાયોગ ઘટીટ માન્ય કરશો. અત્રે ઇશ્વર કૃપાથી તાજગીમાં છીએ તેમજ આપની કુશળતા ચાહીએ છીએ. આપનો પત્ર આવ્યો તે વાંચી બીનાં જાણી છે. એજ પ્રમાણે હમેશ પત્રનો લાભ આપતા રહેશો. વીશેસમાં હમારી તબીયત ઠીક રહે છે. પ્રમાણમાં કામ પણ સાધારણ ચાલે છે હાલમાં હવા પાણી સારાં છે. તમને રૂપીઆ મળ્યાનો જવાબ મળ્યો છે. હમને સાડા દશ મહીનાં થયા છે ને હવે દોઢ મહીનો બાકી છે. હમારી ચીંતા કરવી નહી. એજ

---

બસરા તા૦ ૨૬-૩-૧૮.

સવસ્તી શ્રી મહાશુભસ્થાને પુજ્યા રાધે શીરછત્ર ગંગાસ્વરૂપ માજીને માલુમ થાય જે બસરાથી લી૦ આપનો તાબેદાર નાથુ શંભુના સલામ બાદ લખવાતું કે હું અહીંયા ખુશીમાં છું. બીજુ તમારો પત્ર નથી તેથી ફીકર થાય છે, બીજું મહારા સસરાના ત્યાંનો કાગળ આવ્યો તેમાં લખ્યું છે કે તમારા પીતાજી શંભુ ગુજરી ગયા છે. તે સાંભળીને ઘણોજ દલગીર થયો છું. પ્રભુની જેવી મરજી. બીજું મેં મહારા સસરાને રૂપીઆ મોકલ્યા માટે તમો મહારી વહુ સાથે લડો છો તથા ગાળો દેવો છો પણ તેમ શા માટે કરો છો. મહારા બાપે રૂ. ૧૫) મોકલવા લખ્યું હતું તે પ્રમાણે મેં મહારા બાપ ઉપર મનીઓરડર કરેલું છે. મહારી વહુ તો મહારે આસરે. હમે પરણીયા ત્યારથી આવી છે તો મારે તો તેનું પુરૂં કરવું જોઇએ. બધાને ઘર માટીનાં ચુલા છે માટે તમો એને શા માટે ગાળો દેવો છો. માટે હવે ગાલ દેતા નહી ને છોકરાંઓને સાચવજો. કાગળ તથા રૂપીઆ મલે તે કાગળ લખજો. હમો તો તમને સગી મા તરીકે ગણીએ છીએ. કાકા જમના આસ્તાને માલમ થાય જે વાડો છે તે અટોપાવજો તમો કહેશો તો પૈસા ભરશું પણ વાડો જાય નહી. તમો તકલીફ લેજો નાથીઆ કાકાને પણ કેહજો. હમો સાત મહીનાં પછી આવશું બધાને રામરામ કહેજો.

# માંડવી તાલુકામાંથી ગયલાના કાગળો.

બસરા તા૦ ૨૫–૮–૧૮

સ્વસ્તિ શ્રી ગામ વહેલી મહાશુભસ્થાને પરમપ્રીય સર્વંહીતકારી ભાઇ અમરા લીમડા એતાનશ્રી બસરા બંદરેથી ઝવેર જોગીનાં સત્કાર સ્વિકારશોજી. હું ઇશ્વરકૃપાથી ખુશીઆનંદમાં છું. હવા પાણી સારાં છે નીચેને સરનામે કાગળ લખવા કાળજી રાખશો. નાં૦ ૯ લેબરકોર મેસોપોટીમીયા એકસપીડીનરી ફોર ઝવેર જોગીને પોંચે નાં૦ ૨૪૮૭૦ નરેલવાલા ચીમટાવેલા પણ છે. ૩૦ માણસોની કંપની થઇ મુકરદમ થયો છું. આપણા ઘરઆગળ કામ કરતો હતો તેવુંજ કામ કરીએ છીએ. એક વરસ પુરૂં કરીને આવીશું. તમોએ રૂપીયા આપેલા તે મોકલી આપશું, ફીકર કરશો નહીં. ખાવા પીવાનું કપડા સરકારી મળે છે, ને રૂ૦ ૨૦) મળે છે. અઠવાડીયે બે વખત બકરાનું ઘોસ મળે છે, માછલી, સીગારેટ, પૌવા, દ્રાક્ષ, ચાહ, રોટલી સહવારમાં મળે છે. સહવારનાં ૪ કલાકે કામે જઇએ છીએ, ૧૦ કલાકે પાછા આવ્યે છીએ. પછી બપોરે જતા નથી. તાપને લીધે જતા નથી. દર અઠવાડીયે છુટી મલે છે, ને તે દીવસે બસરા બંદરે ફરવા જઇએ છીએ. તા૦ ૧૯–૩–૧૮ ને સહવારના ૧ વાગે મુંબાઇથી ઉપડી તા૦ ૨૫–૩–૧૮ સાંજના ૬ વાગે બસરે આવ્યા છૈએ. ૮ દીવસે મુંબાઇથી બસરે આવ્યા છૈએ. હમને આવ્યાને પાંચ મહીના થયા છે. ઘરવાલાને કહેશો કે કાગળ લખે, રૂપીઆ મોકલ્યા તેનો પણ જવાબ નથી ને લખશો. તમો વેગી ગામે જઇ ઘરવાળીને કહેશો. સંપીને રહે તકરાર કરે નહી. વરસાદ કેમ છે તે લખશો, આપણા ભાઇભાંડુને મહારા વતી બોલાવશો એજ.

લી૦ ઝવેર જોગીનાં સત્કાર સ્વીકારશો.

## બસરા તા૦ ૧૨-૫-૧૮

સ્વસ્તિ શ્રી નરેણુ મહાશુભસ્થાને પરમપુજ્ય મુરબ્બી શીરછત્ર તિર્થસ્વરૂપ પીતાજી વેલા કેશવ એતાનપ્રતિ શ્રી બસરા બંદરથી સેવક ચીમતા વેલાના સાસટાંગ દંડવંત પ્રણામ. આપના પવીત્ર સેવામાં અંગીકાર કરશોજી. વીશેષ વીનંતી સાથે લખવાનું કે હું ઇશ્વર કૃપાથી ક્ષેમકુશળ છું. હવાપાણી સારાં છે. દીલગીરી માત્ર એટલીજ છે કે તમો તરફના કાગળો બરાબર આવતા નથી- છાકાભાઇ ઉપર તથા શેઠ દીનશાજી ઉપર કાગળો લખ્યા હતા તેના જવાબ મલ્યા છે. કાકાઓ અમથા કેશવ, લખીયા કેશવ, મુરબ્બી મામા વશાકાભાઇ સર્વેને મહારા રામ રામ કહેજો. તપખીર ખુટવા આવી છે, તેથી માંડવી યા કડોદથી સારી જોઇ પારસલ કરી મોકલશો. ધણીઆણીને કપડાં વીગેરે જોઇતી ચીજ અપાવશો. તાડીનો માંડવો લેવા બાબદની અરજી મેં અત્રેથી મેહેરબાન કલેકટર સાહેબને કરી છે, તેનો શો જવાબ આવે છે તે લખશો. તમારા લખેલા કાગળો અત્રે ૧૨ દીવસે મલે છે. સરનામાં લખી મહારા પાકીટો મોકલ્યા છે તેમાં કાગળ લખી બીડાવશો. રૂ૦ ૩૦) મોકલ્યા છે તે પોતા લખશો, અત્રેથી ગયલી સર્વે મંડળી ખુશીમાં છે કશી, ફીકર કરવી નહી એજ.

**ચીમતા વેલાનાં રામરામ વાચજો.**

# રાજપીપલા સ્ટેટ (નાંદોદ) થી રીકરૂટો ગયલા તેનાં કાગળો.

લેબરકોર ભામુરડા.
તા૦ ૧૮ જુન ૧૯૧૮.

ઢેડીઆ કુંવરીઆ. તાલુકે વાલીયા.

નાંદોદ.

લી૦ કેશુરનાં બધાને રામરામ વાંચજો હું સરકારનું કામ૰ કરૂં છું મને ઘણું સુખ છે માટે ફીકર કરશો નહી. મને પગાર મળશે તેમાંથી પૈસા મોકલાવીશ. એજ.

---

પુના ખડકી તા૦ ૧૦-૮-૧૭.

## બાઈ નાથીબાઈ ગામ અમલા

પુણા ખડકીથી લી૦ ગુલાબીયા જોરીઆ સલામ સાથ લખવાનું કે હું ખુશી આનંદમાં છું તેમ તમેં પણ હશો, જત સુરત ડેપોમાંથી રૂ. ૧૫) મોકલ્યા હતા તે તમને મલીયા છે કે નહી તે લખી જણાવશો. સગાં વહાલાંને મારી સલામ છે ને ખબર આપજો કે હું દીવાળીપર આવીશ આપરો માલ આવે તે બરાબર કબજે રાખજો હું આવીશ ત્યારે રૂ. ૧૫) ભરીશ.

તા૦ ૧૬ જુલાઇ ૧૯૧૮
સાલોનીકા

રા૦ રા૦ મોટાભાઇ મોહનલાલ કરસનદાસ
તથા મોટાભાઇ વીગેરે. મુ૦ નાંદોદ.

લી૦ બીરાદર ભાઇ નાથુ નનુના સલામ માન્ય કરશો બાદ લખવાનું કે ભાઇ છીતુના નામનો રૂ. ૮) કબદારની દર મહીને મળે છે કે નહી, ને રૂ. ૮) ને રૂ. ૮) હમારા ભાઇ પાસેથી લઇ તમો રાખશો આ કાગળ હમારા ભાઇને બતાવશો એજ. અમીર સર્વેને હમારી સલામ કહેજો.

# ધરમપોરથી રીક્રૂટો ગયલા તેના કાગળો.

પુણા ભામુરડા.
તા૦ ૭ મી જુલાઇ ૧૯૧૮.

પ્રીય વહાલાભાઇ ભીખન પરસીયા તથા
માતુશ્રી ભાગુબાઈ મુ૦ ધરમપોર.

લી૦ ભાઇ ઉકારામનાં સલામ પુરસદે વાંચજો જત તમોને રૂ. ૧૪) મોકલ્યા તે તમને મલ્યા કે નહી તે લખી જણાવશો. હમારી ફીકર કરશો નેહી હમો ઇશ્વર કૃપાથી સારી મજેમાં છીએ, બીજું ભાઇ ઠકલીઆને શેઠને ત્યાં નોકર રાખ્યો છે કે નહી, બનેવી ગંગારાને માલમ થાય જે દારૂ પીને કોઇની સાથ તકરાર કરશો નહી. એજ કાગળ લખજો.

**પુના તા૦ ૨૦-૮-૧૮.**

સદા હેતકારી ગામ ધરમપોર મધે પીતાજી મનુરીયા તથા ભાઇ લાસુત ભાઇ ચીનમ તથા માતાજી રડુ પુણાથી લી૦ છોકરા ભાણીયાના રામરામ વાંચજો. બાદ લખવાનું કે હાલ હમો સારી પેઠે છીએ, હમને પેરવાનો બધો દરેશ મલ્યો છે, ને તા૦ ૨૩ મીએ બસરે જઇશું બસરે જવાય કે ફ્રાન્સ તે હજુ નકી નથી. હમો ગેરન્ટી પુરી કરીને આ-વશું. હાલ હમો શારી ખુશીમાં છીએ. પુણામાં રહ્યા એટલા ફકત ગેટ ઉપર પહેરાપ્રર હતા. હવે કાગળ પુને લખશોમાં બસરે જઇ હમારૂં સરનામું મોકલશું હમારી ધણીયાણીનું લુગડું નહીં લીધું હોય તો લઇ આપજો. લોકો ખોટી વાતો ઉડાવે છે કે લડાઇપર લઇ જાય છે પણ તે ખોટી વાત છે. મજુરી સીવાય બીજુ કામ કરાવતા નથી. બસરે જઇ બીજા રૂપીયા મોકલી આપીશું કાગળ લખો તો નોટપેડ લખજો ટીકીટ ચોઢતા નહી એજ.

---

**ચીખલી તાલુકામાંથી મામલતદાર સાહેબે ૨૦૧ કાગળો મોકલી આપ્યા છે, કયાં કાગળ છપાવું ને કયા વાચું તે મોટી ફીકર પેદા થઈ પછી બે નંબરે પકડી કાગળો સદાબરા ઉતાર્યા છે. દરેક કાગળ વાંચવાની રમુજ પડે છે. ખોટી અફવા ફેલાવનારને આ કાગળો વાંચી શરમ ઉત્પન થશે.**

## બસરા તા૦ ૧-૪-૧૮ ફાગણ વદ ૬

સ્વસ્તિ શ્રી ગામ તાંકળ મધે રા૦ રા૦ પટેલ દુલભ ભીખા, ગોપાર ભીખા તથા સર્વે કુટુંબને પરમાત્માં સુખી રાખે. બસરાથી આપનો હરઘડીનો યાદ કરનાર ગરીબ આપનો તાબેદાર દાયા લાલા તથા રણછોડ છીબા તથા સરવે દોસ્તના જેગોપાળ વાંચજો, હમો અત્રે પરમાત્માની મહેરબાનીથી ખુશાલ છીએ. આપનાં પત્રનો લાભ આપતા રહેશો, પટેલજી હમો તરફ કોઇ વાતની તકલીબ નથી. જો કોઇ ગામમાં વાત કહે કે તકલીબ છે તો તે મુરખ છે. પટેલ ભાઇ ભીખાનાં લગન સાર બંદોબસ થવો જોઇએ, હમો રૂપીયા ૨૦૦) બસો મોકલી આપશું. હાલ હમને રૂ૦ ૫૧) પગાર મળે છે ને ખાવાનું કપડાં સરકાર તરફથી મળે છે. મને અત્રે મહીને રૂ૦ ૨) ખરચ થાય છે તે જાણજો. હજુ હમને પાંચ માસ બાકી છે, પણ તે પુરા થયે હાલ આવવાનો હમારો વીચાર નથી, આગળ હમને કાંઇબી અત્રે દુખ નથી હાલ એજ સર્વેને રામરામ કહેશો.

---

બસરા તા૦ ૧૨-૭-૧૯૧૮

સ્વસ્તિ શ્રી ગામ આસના મધે માતુશ્રી લાડુને માલમ થાય જે ગામ બસરેથી તમારો છોકરો ભુલા ભીખાના રામરામ વાંચજો. બાદ લખવાનું કે હમોએ રૂ. ૮૦) ભર્યા છે તે જાણજો. બાદ લખવાનું કે બેન ઇસી તથા બહેન લખડીને રામરામ કહેજો. બાદ લખવાનું કે હાલમાં હમો પરમેશ્વરની કૃપાથી સારા છે, તેમજ તમો પણ હશો બાદ લખવાનું કે પહેલાં હમોએ રૂ૦ ૫૦) ભર્યા છે, તેની પછ-વાડી બીજા રૂ૦ ૮૦ ભર્યાં છે. તમારી રસીદ પહેલી મલી છે ને પૈસાનો બહુ ખરચ કરતા નહીં, હમો હવે દરમહીને રૂ૦ મોકલી આપશું, હમો આવશું ત્યારે તમને કાગળ લખી જણાવશું તે જાણજો.

ભુલા ભીખાના રામરામ વાંચજો.

બસરા તા૦ ૨૪–૭–૧૯૧૮

નેક નામ નેકીના કરનાર તથા હુંમેશના યાદ કરના ગામ દેગામના રહેનાર ભાઇ નાણુજી ખાલપા તથા છોકરે વાલો તથા બહેન સોમી, લી૦ બસરેથી આપ સર્વેને હુંમેશ યાદ કરનાર ડાયા ચમાડના રામરામ વાચજો. બીજુ લખવાનું કે હાલ હમો સર્વે ભાઇઓ ખુશીમાં છીએ. વીશેષ લખવાનું કે તમારો કાગળ મલ્યો છે, તમો રૂપીયા મંગાવે છો તે હમો ઘર ભરવા રૂપીયા હજુ લખાવ્યા નથી, અખાડ પુરો થયે ભરાવશું. હમારે સાસરે પણ કાગળ લખ્યો છે, તમો તરફ વરસાદ કેમ છે તે લખશો અત્રે તો ભાદરવા સુધી હુનાલો રહે છે. અત્રે આવ્યા પછી મ્હારી તબીયત બહુ શારી થઇ છે. હમને કોઇ જાતનું દુખ નથી, તમો ફીકર કરશો નહીં, કાગળ હુંમેશ લખતા રહેશો.

---

## છેવટનાં બે બોલ.

તમો શાન્તી તથા ફતેહ ઇચ્છતા હો તેમજ સરકાર પાંસે કાંઇબી મેળવવાની આશા રાખતા હો તો તાકીદે પૈસા તથા માણસની મદદ સરકારને જોઇતી આપો આજ બે ચીજ ફતેહ તથા શાન્તીને તાકીદે લાવશે.